

# "ઓશાણી."

કર્તા,

કા. લાલજીભાઈ વસ્તાભાઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકી,

પીરાણા.


પ્રત ૧૦૦૦ આવૃતી ૧

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫





ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા— અમદાવાદ.


મુલ્ય રૂ. ૦–૧–૦ એક આનો.

### સત્પંથિયોને અગત્યની

# સૂચના.

---

સત્પંથનાં સદ્ગુણો અસંખ્ય હોવાથી તે સર્વ ગણી શકાય એ અશક્ય છે તે પોતાનાજ બળે ટકી રહેલો છે સત્પંથિયો અજ્ઞાનતાથી કાંઇ આળસથી કાંઇ અભિમાનથી કાંઇ કુસંગથી કાંઇ દેખાદેખી કાંઇ કુદરતી પૂર્વનાં સંચીતોથી અને વર્ણસંકરપણાથી સત્પંથની ખોળ ન કરતાં કેટલાક પોતપોતાના મનમાન્તા હઠીલા સુધારા કરવા આગ્રહ કરે છે, ધર્મ પ્રચારકો જમાનાના રૂપાંતરથી અજ્ઞાત હોવાથી અને વિદ્યાનો લેશ છાંટો અડવા ન દેવાથી વિપ્રીત ભાવનાઓ ઘડયા કરે છે તેથી સત્પંથી સત્પંથને જોઇએ તેવી રીતે જગતમાં પ્રગટ કરી શકતા નથી. સત્પંથિયોમાં જ્ઞાની અને પૂર્ણ પ્રેમી જનો પોતાનો સબળતાથી વેગ જાહેર કરી એ કુવર્તનોને ટાળવા પ્રયાસ કરતા નથી. કોઇ સુધારક હિમ્મત બિડે છે તો તે પણ ઉછાંછળા ભાવથી! તેથી સુધારો કરતાં પહેલાં પોતેજ ગબડી પડે છે, કાં અજ્ઞાત સમુહ તેના વિરોધી થઇ પડે છે, કાં ધર્મનાં કાર્યવાહકો તેથી શત્રુપણું લેઇ બેશી તેની મિટ્ટી પલીત કરે છે, અગર કરાવે છે. એથી સત્પંથને જોઇતો સુધારો ઉલટભેર ન પહોંચવાથી ડગમગુ પાગલાંની પેઠે ચાલે છે. ભાઇઓ! હવે એ જમાનો રહ્યો નથી, આજ જગતમાં અનેક હરીફ ધર્મો નીકળી પડયા છે તેનો મુ[illegible]બલો કરવાનો છે ને પડી ભાંગતો સત્પંથનો ઉદ્ધાર કરવાનો છે એ બ[illegible] મુખ્ય કાર્યો સત્પંથિ ભાઇઓને સન્મુખ ઉભા છે તેથી સત્વર જ્ઞાની અને ઉમંગી અને બહાદુર નરો સચેત થાઓ તમારી સત્ય વૃતિ આ કામમાં ઉમંગે વાપરો. હાલ એજ—

લી॰ સત્પંથનો શિષ્ય.

ખાકી.



# "ઓશાણી."

કર્તા,

કા. લાલજીભાઈ વસ્તાભાઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકી,

પીરાણા.

પ્રત ૧૦૦૦ આવૃતી ૧

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫



ધી મનોહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા— અમદાવાદ.

મુલ્ય રૂ. ૦—૧—૦ એક આનો.

# સત્પંથનો સ્વરૂપ

૧. ટેક, ૨. પ્રતિજ્ઞા, ૩. નિયમ.

## ૧. સત્પંથની ટેક.

૧. સત્ય, ૨. પુરુષાર્થ, ૩. પ્રેમ, ૪. સમાનભાવ, ૫. ક્ષમા.

## ૨. સત્પંથની પ્રતિજ્ઞા.

૧. સત્પંથના સર્વ નિયમોનું સેવન કરવું.

૨. બાળકોને સત્પંથિ વિદ્યાની કેળવણી અપાવવી.

૩. અંધશ્રદ્ધાનો ત્યાગ કરવો.

## ૩. સત્પંથના નિયમ.

૧. શરિર શુદ્ધી, ૨. હૃદય શુદ્ધી, ૩. વ્રત, ૪. ઉપાસના, ૫. ધ્યેય.

## ૧ શરિર શુદ્ધી અર્થે.

લાઇસુતક (રજસ્વલાથી મરણપર્યંતનાં સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઇમામગોરની આજ્ઞાનુકુળ ઉતરાવવા તથા પાળવા.

## ૨. હૃદય શુદ્ધી અર્થે.

માદક પદાર્થોનો ત્યાગ (લક્ષણ, ડુંગલી, હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, ચડશ, માંસ, મદિરા, વ્યાજ, ગળી, વગેરે સર્વ પ્રકારનાં ત્યાગવાં) શ્રી ઇમામગોરના વચનોનુંકુળ.

———o———

## ૩. વર્ત-અર્થે.

શુક્રીવારી બીજ અને દશાંશ શ્રી ઇમામગોરની વાક્યાનુંસાર પાળવી ને દેવી.

———o———

## ૪. ઉપાસનાર્થે.

સંધ્યા=ચાર વખત, પુજા=પ્રટપાટાદિની ક્રિયા. શ્રી ઇમામ-ગોરની વાણી અનુકુળ કરવી.

———o———

## ૫. ધ્યેય અર્થે.

આજ પ્રચલિત સમયનાં ધ્યેય પુરૂષ શ્રી નિષ્કલંકી નારાયણ, તેજ પરમ નિરંજનનના નુર (રૂપ) સમજી પુરી રીતે શ્રી ઇમામગોરનાં વચનાનુંકુળ માનવું.

———o———



# ઓશાણી

રાગ ઓશાણી કચ્છી (માતમ) નો

હાં, લાય બ્રી વાલે લેન મેલીને, નાતથી જુદા થાએ;
ધર્મ પોતાનું મેલ્યું જેણે, કલમાં કાફર થાએ.
હાય હાયરે, લાયબ્રીવાલે લેન મેલીરે.
લેન મેલી તેનો કોએ નાં બેલી, વિમુખ પ્રભુથી થાએ,
હાય હાયરે લાયેબ્રી વાલે લેન મેલી

નાતની લેના લેન ન ચાલે, ધર્મ પોતાનું હરાએ;
ઠેકાણું તેનું ત્રણે ભોવનમાં, કહો કીપેરે થાએ ?
હાયહાયરે ૧

મંડલીયાએ જુલમી કીધી, કીધી નાતની નિંદાએ;
સ્વધર્મનું નિંદન કરે, તેના કાળા મોઢા થાએ.
હાય હાયરે ૨

ઢોલીયા જાણે નાત નમાવું, અહંકારે ઉભરાએ;
જ્ઞાતિ ગંગાના પ્રવાહ પાસે, ઢોલીયા સાંધણુ થાએ.
હાય હાયરે ૩

નાતિ નિંદે તે નર્કે પડે, તેતો મહા દુષ્ટી કહેવાય;
નાત ની ફિટકાર જેને લાગે, તેનું નિષ્ટે ભુંડું થાય.
હાય હાયરે ૪

નાતને નમિયા તે પ્રભુને ગમિયા, નાત સામાજે થાએ;
દેવ ગુરૂની નિંદા કરે તે. કુંભી નર્કમાં જાએ.
હાય હાયરે ૫

નાતે મરિયે નાતે તરિએ, નાતને લાગીએ પાએ;
નાતનુ ચણામૃત જો લઇએ, તો ગંગાજીમાં નાહે.
હાય હાયરે ૬

નાતની પદરંજ શીશ ચઢાવે, ગંગા પ્રશ ફળથાએ,
પુનઃ એનાતું પારન ગણીએ, અડસઠ તિર્થે નાહે.
હાય હાયરે ૭

કુળ ધરમની નિંદા કરે, તે નિશ્ચે તે નર્કે જાએ;
કૃતઘ્ની તે દેવનો કહીયે, ગુરૂનો ગુનઈ થાએ.
હાય હાયરે ૮

વિચારો તો વાત છે ઘણી, ધર્મ મેલે હદ થાએ;
સત્પંથી ને સમજી લેવું, બાપ બીજો ના થાએ.
હાય હાયરે ૯

ત્રણ ધર્મ સૌ પોતાનું પાલે, સાચો તે કહેવાય;
ધર્મ મેલીને દોડતા ફરે, બેહરિયા તે થાય.
હાય હાયરે ૧૦

નાતનો મહિમાં મોટા કહિયે, વેદ પુરાણે ગાએ;
ગુરૂદને વારૂ નાતનું આવ્યું, પ્રભુએ તજીયો ત્યાંએ.
હાય હાયરે ૧૧

ઢોલિઆ નાતમાં નરકંશ થયા, ધર્મને કીધું પાએ;
ઈમાન જેના ઉઠી ગયા, નાતમાં નર કંશ થાએ.
હાય હાયરે ૧૨

જોગ મંડલિયા જાગીયા છે, નવાપંથી થાએ;
અવળું જ્ઞાન આવે જેને, તેને રૂઠયા દેવ મોટાએ.
હાય હાયરે ૧૩

વિના પગે પાઇઓ આદરે. અંતે અધુરો થાએ;
ગોર વિનાના જાનૈયા થઇએ. ગીતાં તે કોનાં ગાએ ?
હાય હાયરે ૧૪

નિંદા કરે તે નર્કે પડે, રૂઠયા જેને રઘુરાએ;
જ્ઞાતિ ધર્મની નિંદા કરી, નર્ક કુંડમાં જાએ.
હાય હાયરે ૧૫

અનેક અવગુણ અપરાધી હોય, નાતને આધિન થાએ;
નાતને ચરણે શિષ નામે તો, કોટિ કર્મ મટી જાએ.
હાય હાયરે ૧૬

નાતની નિંદા કરનારાના, તુર્ત તમાશા થાએ,
તર્ત ફળતો તેને મલિયા, જીવતાં બળતા જાએ.
હાય હાયરે ૧૭

સુરજ સામી છાર ઉડાડે, મુખ પોતાને થાએ;
હાથે કર્યું હૈયે પડશે, અગ્ની વિણ દ્ઝાએ.
હાય હાયરે ૧૮

અંધે અપ્ કિર્તિ કીધી, પ્રભુનાં ગુનઈ થાએ;
ધર્મ પોતાનું મેલે તે તો, ત્રણે ભોવન ભટકાએ.
હાય હાયરે ૧૯

ભકિતનું તો ભાન ભુલીને, ભાષણ કરવા જાએ;
કણબી કુળમાં દાણુવ પાકયા, કરમનાં કાળાએ.
હાય હાયરે. ૨૦

ભાન પોતાનું ભુલી ગઆને; અહંકારે ભરિઆએ,
ખરી ખોટ તો કાઢી નહિ; માથે ઉજળા કેમ થાએ ?
હાય હાયરે ૨૧

ધર્મ મેલ તે દેવથી ટળે, એનુ મુખ જોયું નવ જાએ;
ધિક્કક જનુની શિદ જાઓ તેં ? ભાર ભુમીને થાએ.
હાય હાયરે ૨૨

ધર્મનો તો મર્મનાં ના જાણ્યો, વેદ પુરાણ જે ગાએ;
બ્રહ્મા વિષ્ણુ મહેશ રૂઠયા, તેને તો દેવીને દેવતાએ,
હાય હાયરે ૨૩

સદ્ વિદ્યા તો સતિયા ભણે, ઉંધા ભણે અવિદ્યાય,
કુવાડો ખણી તેને કાંધે બેઠા, શ્રી શારદાજી તો માએ.
હાય હાયરે ૨૪

સોધી શાસ્ત્ર જુએ તેને, ખરી ખબર તો થાએ;
સત્પંથની જેને શુદ્ધનાંવી, શુદ્ધ વિના ભટકાએ;
હાય હાયરે ૨૫

અંડી બંડાડા હાથમા જેને, નાતમાં ના ઓળખાએ:
અંતરે અધર્મે ઉંડાજે નર, તે સાચા કેમ કહેવાએ ?
હાય હાયરે ૨૬

સાંગ પેરેને લુંગી બાંધે, હોય આગલ જુલફાએ;
નાતિ પેહેરવેશ મેલ્યો તેથી, અળખામણા દેખાએ.
હાય હાયરે ૨૭

વડિયાલ જે ના ગુંજામાહે, અહંકારે ભરિઆએ,
આદ અંતના કણબી તે તો, વાણીયા કઇપેરે થાએ ?
હાય હાયરે ૨૮

વાણીયા થાવા વિચાર કરે. ધર્મ મેલીને જાએ;
સ્વધર્મ મેલી બીજુ કરે, તેનો બાપ બીજો કહેવાએ.
હાય હાયરે ૨૯

દાદા પરદાદા એ ધર્મે ગયા, જ્ઞાતિ પિતાને માએ;
દિકરા તેના દાણુવ થયા, કુળમાં કાફર હાએ.
હાય હાયરે. ૩૦

જ્ઞાતિ ધરમની નિંદા કરી, પૂરા પાપી એ થાએ;
જમી અશમાનમાં સંગ્રે નાંહિ, તે તો નિશ્ચે નર્કે જાયે.
હાય હાયરે. ૩૧

ધર્મ મેલે તેને ધર્મિનાં જાણે, પ્રભુથી વિમુખ થાએ;
નિંદા સમો વડ પાપ નથી, કોઈ ભવે ભલું ના થાએ.

હાય હાયરે. ૩૨

નિંદા મોટી આળ કહિયે, જે શિર બેશારે લાએ;
કુંભી નર્કે નિશ્ચે પડે, જમ પુરીએ જોડા ખાયે.

હાય હાયરે. ૩૩

દિ ઉઠયો જેણે દેવને નિંદયા, ભવે ભલું ના થાએ;
નિંદયા કરીને કોઈના સિધ્યા, જુગ ચારેની માંએ.

હાય હાયરે. ૩૪

કરમનાં હીણા કર્મ બાંધે, ને ગુરૂનાં દ્રોહી થાએ;
ધર્મી ધર્મની નિંદા કરે, તે ક્રોડ પાતક લઈ જાએ.

હાય હાયરે. ૩૫

ગુરૂ વચન ગ્રહણ ન કીધો, આપે ડાહ્યા થાએ;
જમ જોડા તે શિર મારે, જમપુરી લઈ જાએ.

હાય હાયરે. ૩૬

ભાષણ કરતાં ભાન ભૂલીને, મનખો ત્યાં ગુમાએ,
ધર્મ મેલી ઓળાતા ફરે, અવળી વાટે અથડાએ.

હાય હાયરે. ૩૭

ચાલ પોતાની મેલી કરી, ચોરીએ ચડવા જાએ;
હોલી ફેરા સરવે ફરીયા, મનમાં રાજી થાએ.

હાય હાયરે. ૩૮

દેશ તેવો વેષ કરીએ, સરવેને સોહાવાય;
અતીઘણું અભીમાને કરીએ, તો હે હેકાર થાએ.
હાય હાયરે. ૩૯

પાપ પોતાના પૂણી વળશે, શિર પોતાને આએ;
આપને ભારે આપ ઝુર્શે, તુર્ત તમાશાતો થાએ.
હાય હાયરે, ૪૦

સામાગામથી સામૈયું આવ્યું, સામૈયા સામગ્રી થાએ,
ડ્રેશ પહેરીને પરવાર્યા પછી, પાસ કઢાવવાને જાએ.
હાય હાયરે. ૪૧

લાગો દઇને પાસ કઢાવ્યો, જ્ઞાતિની શી પરવાય?
પૂંછનારા તેને પોતે મલિયા, ઘરમાં લાગી લાય.
હાય હાયરે. ૪૨

મામેરાવાલા વાટ જૂએને, સામૈયા ક્યારે થાએ?
પાંચ જણા તો બળીને મૂઆ, વરમાં ઘોંસ જો થાએ.
હાય હાયરે. ૪૩

પોક્કારને ઘેર પોક પડીને, મોકાણુની કેણુ જાય;
માથું કૂટવા સરવે મલિયા, અવળા મંગળ ગાય.
હાય હાયરે. ૪૪

ઢોલિયા જાણે ચોરિએ ચડશું, બ્રાહ્મણ જાણુવા જાએ;
ચોરીથી મોર ચેમાં ચડીઆ, પાપ તાણી લઈ જાએ.
હાય હાયરે. ૪૫

પાપ એના પ્રગટ થઆને, કર્મ ઉદય ત્યાં થાએ;
નિંદાનાં ફળ નિશ્ચે મળિઆ, શિર સંમુળા જાએ.
હાય હાયરે. ૪૬

અધર્મ કેનો આઘો ના ચાલે, અધર્મે અંધા થાએ,
અહંકાર કોઈનું નથી ચાલ્યું, રાવણ સરખારાએ.
હાય હાયરે ૪૭

સભાઉ ભરાવાની સલાહ કરે, ઢોળિયા ભેળા થાએ;
સભા તેની સુકાઇ રહી, પછી કાળા મોઢા થાએ.
હાય હાયરે. ૪૮

વીરાણીને વિષ્ણુ રૂઠયા, ધર્મને કીધુ પાએ;
ધર્મમાં જેણે ધાડ ઉહાડી, સિદ્દ જાયા એની માએ ?
હાય હાયરે. ૪૯

પેરવેસ પાઘડી વાંકી બાંધે, આંખ માટે આંટાએ,
દેશનો વેષ મેલી દે જેથી, દેખાતાં વાળંદિયાએ.
હાય હાયરે. ૫૦

હોટલુંમાંહે હાલતા ફરે, પીવાને પોતે ચાએ;
અઢારેવર્ણ એક પિયાએલે, ભંગીથી ભૂંડા થાએ.
હાય હાયરે. ૫૧

અ નમા થઇને ઉંચા ચાલે, એમ મોટા ન થવાએ;
ત્રાજવે લઈ તોળે તેમાં, નમીઆ તે ભારે થાએ.
હાય હાયરે. ૫૨

નકટા નાતિની રીત મેલીને, કુરીત કરવા જાએ;
વોમ કર્યાં વિવામાં જેણે, તેના વિચા રહ્યા રઝળાએ.
હાય હાયરે. ૫૩

સોવાર નાતે કહી સમજાવ્યા, મત પોતની ન જાએ;
ગર્ધવની તે પૂજા કરેથી, ગર્ધવ ગાએ ન થાએ.
હાય હાયરે. ૫૪

આપ ડાહ્યા તો અતી થાએ, નાતનું માને ના કાંએ;
ગર્ધવ ગંગાજીમાં નાતાં, ગાય સમોનવ થાએ.
હાય હાયરે. ૫૫

પથ્થરને તો પાણીએ પલાળો, પાણી પરશ નવ થાએ;
નપુસકને પારો ખવરાવો, પાવઇયો પુરૂષ નવ થાએ.
હાય હાયરે. ૫૬

આદની જેણે ઓળખાણ હશે, તેને અનુભવ થાએ;
આદે અંતનાં દાણવ તેતો, ધર્મ મેલીને જાએ.
હાય હાયરે. ૫૭

હંસ હિરા વિના ચારો ન ચરે, જીવ નિકશી જો જાએ!
સાચા ધર્મી ધેર્મનાં મેલે, જો શિરપર કાતીવાએ.
હાય હાયરે. ૫૮

પ્રતિવંતા બ્રિદ પોતાનું પાલે, રામ ચુડી એક સય;
ધર્મ પોતાનું મેલિઓ જેણે, એતો આપે ગુનકા થાયે.
હાય હાયરે. ૫૯

ધર્મ સાથે ધારણા નહિ, તેતો મેલીને નીશરી જાએ;
નિંદા કરીને નિશરીઆ. એ પ્રભુના ગુનઇ થાએ.
હાય હાયરે. ૬૦

નાત ધરમ જેને ખપતું નથી, એને સમજાવે શું થાએ ?
ગર્ધવને નિત્ય નહવરાવે, રાખમાં લેટવા જાએ.
હાય હાયરે ૬૧

ધર્મિ હોય તે ધર્મ નાં મેલે, કોટક કરે ઉપાએ
સાચા સતિયા સત્યનાં મેલે, જો સતે મરણુ અદરાએ.
હાય હાયરે ૬૨

બે છીપનું જે મોતી હોએ, ખોટો કદી નવ થાએ;
જેની માતાએ ધર્મ મેલ્યો, તે કણબી કેમ કેહેવાએ ?
હાય હાયરે ૬૩

થયા દાણુવ દોષ કુળને, પોતે પાપીઆ થાએ;
ધરમ મેલીને દેવથી ટળે, ઇ નર્કે સમુલા જાએ.
હાય હાયરે ૬૪

વેદ પુરાણે વાતું થઇ છે, જશ હરિના ગવાએ;
શાસ્ત્રોમાં સાંભળ્યું નથી, કોની કરવાની નિંદાએ.
હાય હાયરે ૬૫

કુળ ઓધારણુ કાફર થયા, થયા ચોરાસીનાં રાએ;
સત્યનાં ઝાડ સુકાઈ ગયા, પાપનાં પેદા થાએ.
હાય હાયરે ૬૬

ક્ષમા નહિ તે ખોટ ઘણેરી, અજ્ઞાની અંધા થાએ;
નિંદાએ કરી નાર્કી થયા, તેનું ભવે ભલું નવ થાએ.
હાય હાયરે ૬૭

સખી ધન સુવાટે વાપરે, કાફર કુવાટે ખાએ;
ફાળા એ ધન ભેળુ કરીને, નિંદક છાપા છપાએ.
હાય હાયરે ૬૮

કપીનું ધન કુ વાટે જાએ, કલરે બીજ ખોવાએ;
પુનની કોઇ પાળ નાં બાંધે, જે વૈકુંઠમાં વંચાએ.
હાય હાયરે ૬૯

જેણા સમાન જાપ નહિ કોઈ, ક્ષમા કરી ને ખાએ;
ઝીણુ પણું લે તે જગમાં ઝીતે, અહંકારી અથડાયે.
હાય હાયરે ૭૦

હાલ્યા આવે હલકા પાતર, અધુરીયા છલ્કાય;
પાંચ પઇસા જેની ગાંઠમાં પુરા, અધ લખી થાવા જાએ.
હાય હાયરે ૭૧

લખા પતિ તે લખનાં દેવે. ખમ્યા કરીને ખાએ;
અધુરીયા તે ઉફણે ઘણા; તુફાન તરફે થાએ.
હાય હાયરે ૭૨

અધુરીયાને બે કોડી અમુલી, જીરવી કેમ શકા એ ?
હિ ઉઠયા જેણે દેવ ને નિંદયા, નહિ ત્રણે ભવને ઠાએ.
હાય હાયરે ૭૩

દુબળામાં ઘણી નિતિ હોયે, તે સતે આગલા સોએ;
ડોલીઆ ઠાલા ઉફણે ઘણા, ઠાલા વરણાગિઆ હોય,
હાય હાયરે ૭૪

કમાએ કરાંચીને કલકત્તે; ડોલીઆ મુંબાઇ જાએ;
એટલી કમાણીએ યજ્ઞ કરતાં. નાંતમાં ન દીઠાએ.
હાય હાયરે ૭૫

આભને લગું અમથા હણે, અધ લખિ થાવા જાએ;
પુનઃ ની કોઈ પાલ બાંધે, ત્યારે ખરી ખબર તો થાએ.
હાય હાયરે ૭૬

જ્ઞાતી સાથે નમણુ ન રાખે, નાતમાં નરકંશ થાએ;
ધરમ મેલીને ધોડતા ફરે, નફટ નાકિંયા કહેવાએ.
હાય હાયરે ૭૭

જ્ઞાન શીખે તે ગર્વ ન ગોતે, અજડ અવળા જાએ;
જડયો મારગ મેલી કરીને, ઓ વાટે અથડાએ.
હાય હાયરે ૭૮

પાપી પ્રગટીઆ પૃથ્વી માંહે, ભાર ભોમીને થાએ;
અધર્મિ ધર્મની નિંદા કરે, તેનું જડા મુળથી જાએ.
હાય હાયરે ૭૯

નિંદા કરીને નાકિં એ થયા, કર્મે કાળા થાયે;
કર્મે ભાખીને કલંક લીધો, ભમરાળા ભટકાએ.
હાય હાયરે ૮૦

ભમરાળા ઇ તો ભટકે ઘણા, ચોરાશીનાં રાએ.
સેરીએ તગડાયે સ્વાન સમા. નાતમાં હા હડ થાયે
હાય હાયરે ૮૧
અહંકારીનું તો આધું ના ચાલે, ઝીણુ પણે જીતાએ;
ગત ગંગાનો પરવાહ કહીએ; નાતને લાગીએ પાએ.
હાય હાયરે ૮૨
નાતના તાર્યાં તો તરિયે, નાતના ડંડે ડંડાએ.
નાત વારૂ તેનું મુખડું કાળું, નાતે આડા અથડાયે.
હાય હાયરે ૮૩
નાતથી ટળીયા બારે બળિયા, એ દુથાં મેલે દેવતાએ;
રામ ધણી જેને રૂઠયા તેને, નહિ પીર પેગમબર સહાએ.
હાય હાયરે ૮૪
અનેક અવગુણી અપરાધી હોએ, નાતને આધીન થાએ;
લાલજી કહે નાતની સેવાએ, સરવે ઉજળાં થાએ.
હાય હાયરે ૮૫
ચોરાશી વાતું કહી સમજાવી, સમજ્યામાં સુખ થાએ;
જ્ઞાતી ધરમની નિંદા કરે, તેને ચડે ગૌ બ્રહ્મ હત્યાએ.
હાય હાયરે ૮૬
સંવત ઓગણી શીતોતેર, માશ વૈશાખ કહેવાયે;
સુદ સાતમનું સંપુરણ થયું, લાલજી પ્રેમથી ગાએ.
હાય હાયરે ૮૭

સંપુર્ણ.

હમારે ત્યાં છપાવેલાં તૈયાર મળતાં

# પુસ્તકો.

| નામ. | કીમત. |
|---|---|
| સત્પંથી આજ્ઞા પત્ર .... .... .... | રૂ. ૨—૦—૦ |
| બુદ્ધાઅવતાર.... .... .... .... | રૂ. ૧—૮—૦ |
| ભાભારામ સુબોધ .... .... .... | રૂ. ૧—૪—૦ |
| મોહોરનાં દર્શન .... .... .... | રૂ. ૧—૪—૦ |
| ,, ,, ,, .... .... .... | રૂ. ૦—૧૦—૦ |
| સત્યપદ બોધીની (બાઇ બુદ્ધાઇનાં જ્ઞાન).... | રૂ. ૧—૦—૦ |
| નાયા કાકાનો સંવાદ .... .... .... | રૂ. ૦—૧૪—૦ |
| સત્યપંથી કર્મ પ્રયોગ .... .... | રૂ. ૦—૧૨—૦ |
| સત્યનું શોધન પા. પું. .... .... | રૂ. ૦—૮—૦ |
| ,, ,, કા. પું. .... .... | રૂ. ૦—૪—૦ |
| મૃગોદ્ધાર .... .... .... .... | રૂ. ૦—૬—૦ |
| સતપંથીઓનું કર્મ .... .... .... | રૂ. ૦—૬—૦ |
| હરે બુદ્દે બરીં .... .... .... | રૂ. ૦—૬—૦ |
| મોક્ષ દ્વાર .... .... .... .... | રૂ. ૦—૫—૦ |
| સંત વાણી .... .... .... .... | રૂ. ૦—૫—૦ |
| ભક્તની શોધ .... .... .... | રૂ. ૦—૩—૦ |
| પરછા .... .... .... .... | રૂ. ૦—૩—૦ |
| ઓશાણી .... .... .... .... | રૂ. ૦—૧—૦ |
| અરજી .... .... .... .... | રૂ. ૦—૦—૩ |
| સત્પંથિયોનું અંજન.... .... .... | રૂ. ૦—૦—૩ |

# જાહેર ખબર.



ચતુર સુજ્ઞ જ્ઞાની ! ધર્મના પુસ્તકોનો ફેલાવો કરો, ધર્મનું કલ્યાણ ઈચ્છો તો પોતાને અગર સગા સ્નેહીને ઘરે શુભ પ્રસંગે જે લાણી ને મોટા મોટા ખર્ચ કરી ખાવા તથા રંગ છંદમાં સેંકડો રૂપીયા ખરચો છો, તે ઠેકાણે આવા ધર્મના પુસ્તકોની લાણી કરો, પોતાનાં અશ્રીત તથા બીજા ગરીબોને ધર્માદા તરીકે આપો, એથી ધર્મનો વધારો થાય લોકો શ્રદ્ધાવાન બની સત્ય માર્ગે ચાલે; એ ઓછું ફળ ઓછી નામના છે ? બેઉ લોકમાં કિર્તી મેળવવાનું સાધન એથી બીજું કોઇ ઉત્તમ નથી;

પુસ્તકો લાણી કરનારને કિફાયત ભાવે. ધર્માદા વેહેંચનારને એથી પણ કિફાયત ભાવે આપીશું.

લી० સત્યપંથનો શિષ્ય,

સૈયદ બાવાસાહેબ અહમદઅલી. " ખાકી. "

મુ० પીરાણા. પોસ્ટ ગિરમથા, જી० અહમદાબાદ.